શ્રી

# તારંગાનો ભોમીયો.

---


રચી પ્રસિદ્ધ કર્તા.

ઠક્કર. ભીખાભાઇ છોટાલાલ ચોધરી.

મુ. વડનગર [ગુજરાત.]



અમદાવાદ—પીરમશાના રોજા પાસે શ્રી સત્ય સાગર

પ્રિન્ટીંગ પ્રેસમાં પા. પોચાભાઇ ચકુભાઇએ છાપ્યો.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦. સને ૧૯૧૨

---

કીમત, રૂ. ૦—૦—૩

સ્નેહસમ્પર્ણ પત્રીકા

શ્રીયુત સકલ ગુણસંપન્ન વિદ્યાના ભંડાર સ્વર્ગવાસી

મુની મહારાજશ્રી—લક્ષ્મીવિજયજી દાનવિજયજી

સ્વર્ગપુરી

આપનો અને મારો લાંબા વખતનો સ્નેહ તાજો રાખવાની ખાતર અને મારા પ્રત્યે બતાવેલી લાગણીને આકર્ષાઈ આ નાનકડી બુક સાથે આપનું નામ જોડી કૃતાર્થ થાઉ છું

વડનગર — લી સ્નેહાંકીત

તા. ૧૬-૧-૯૨ — લેખક

# તારંગાનો ભોમીયો.

---

મારી લાંબા વખતથી શ્રી તારંગાજીક્ષેત્ર જોવાની ઈચ્છા હતી, પરંતુ જ્યાં સુધી જીનેશ્વર ભગવંતની ઈચ્છા નહોતી ત્યાં સુધી તે પરીપુર્ણ થઈ નહીં પરંતુ અચાનક પોસ સુકલપક્ષ પુર્ણીમા ( સંવત ૧૯૬૮ ) ની રાત્રે હું ગાઢ નિંદ્રામાં હતો તે વખતે લગભગ બાર વાગ્યાના અરસામાં મને ભોમીયો એક તેજસ્વી આકાર દેખાયો અને અવાજ આવ્યો કે "હે વત્સ તું મારા દર્શને આવવા ઘણુ જ દીનથી ઈચ્છા રાખે છે તેથીજ તને હું આજ્ઞા કરૂં છું કે તું જરૂર આવતીકાલે ( કૃષ્ણપક્ષ ૧ ) આવ અને પુર્ણ લાભ લે અને મને બરોબરજો ભુલતો નહી. યાદ રાખ તારંગા જરૂર આવજે " આવો અવાજ સાંભળી હું દીગમુઢ થઇ ગયો કે આતે સ્વપ્ન કે સાચું, પથારીમાં બેઠો થયો અને વિચારવા લાગ્યો કે હું કોણ ને આજ્ઞા શું આવા અનેક સંકલ્પ વિકલ્પ થયા આખર મન સાથે નક્કી કર્યું કે ચાલ તારંગા જઈ ત્યાંની માહીતી મેળવી દર્શન કરી આ બાબતની માહીતીની બુક બહાર પાડું કે જેથી તે દરેકને ઉપયોગી થઈ પડે આવો વિચાર

તા. ૬-૧-૧૨ ની રાતની ગાડીમાં મે મુસા-

ફરી કરવી નકી કર્યું તે પ્રમાણે. રાતના સાડા આઠના અરસામાં વડનગર સ્ટેશન છોડયું આ સ્થળે રેલવેનું મહેસાણાથી તારંગા સુધીનું ટાઇમ ટેબલ ખાસ ઉપયોગી ગણાશે માટે આ નીચે દાખલ કર્યું છે.

### મહેસાણાથી તારંગા હીલ

| | | |
|---|---|---|
| મહેસાણા | ૧૧ ૧૩ | ૧૯ ૭ |
| ડાલા | ૧૧ ૩૪ | ૧૯ ૨૮ |
| વીસનગર | ૧૨ ૦ | ૧૯ ૫૫ |
| ગુંજા | ૧૨ ૧૫ | ૨૦ ૧૦ |
| વડનગર | ૧૨ ૩૫ | ૨૦ ૩૦ |
| ખેરાલુ | ૧૩ ૨૫ | ૨૧ ૨૦ |
| કાહરપુર | ૧૩ ૪૫ | |
| વરેઠા | ૧૪ ૧ | ૨૧ ૫૫ |
| તારંગાહીલ | ૧૪ ૧૦ | ૨૨ ૫ |

### તારંગાહીલથી મહેસાણા

| | | |
|---|---|---|
| તારંગાહીલ | ૬ ૫ | ૧૪ ૩૫ |
| વરેઠા | ૬ ૧૭ | ૧૪ ૪૭ |
| કાહરપુર | ૬ ૩૩ | ૧૫ ૩ |
| ખેરાલુ | ૭ ૫ | ૧૫ ૩૫ |
| વડનગર | ૭ ૩૩ | ૧૬ ૬ |

| | | |
|---|---|---|
| ગુંજા | ૭ ૪૮ | ૧૬ ૧૮ |
| વિસનગર | ૮ . ૮ | ૧૬ ૩૭ |
| રુંઠાલા | ૮ ૩૦ | ૧૬ ૫૫ |
| મહેસાણા | ૮ ૪૮ | ૧૭ ૧૭ |

હું રાત્રીના સાડા આઠ વાગે ટ્રેનમાં બેઠો તો ખેરાલુ વરેઠા ( રાતરે કાદરપુર ઉભી રહેતી નથી ) વીગેરે સ્ટેશન છોડતી ટ્રેન પોતપોતાનું કામ કરતી ચાલી જતી હતી પ-રંતુ મને તો ગઈ રાત્રીના સ્વપનાનાજ વિચારો શીવાય બીજુ કંઇજ નહી હોવાથી તે ભાનજ નહોતુ એકદમ ટ્રેન પોતાનું કામ કરતી " તારંગાહીલ " ના સ્ટેશને પહોચી અને થોભી અચાનક વિચારમાળા તુટી અને યાત્રાળુઓ ઉઝરવા લાગ્યા તારંગાહીલ સ્ટેશન માસ્તર ચુનીલાલભાઇ ઘણાજ લોકપ્રીય હોઇ યાત્રાળુઓની સગવડ સાચવવા બનતું કરે છે મને હરેક રીતે યાત્રાળુઓને સ્ટેશન સ્ટાફ તરફથી સુખ છે માસ્તર પોતે માયાળુ અને ચાલાક છે રેલવે સ્ટે-શન કૃપાવંત ગાયકવાડ સરકારનુ છેલ્લુ સ્ટેશન હોવાથી પોલીસ બંદોબસ્ત પણ સારો છે ટીકીટ

પી સ્ટેશન સ્ટાફ ઓળંગી બહાર ગયા ( આ પ્રસંગે મારે જણાવવુ જોઇએ કે ખેરાલુ સ્ટેશને ડબા ઓછા કરવામાં આવે છે અને તે ઘણું કરીને પાછલથી કાઢે છે

માટે તારંગાહીલ જનારે બનતા સુધી આગળજ બેસવું કે ઉતરવાનો ત્રાસ ન પડે ) તો આગળ જતાં સ્ટેશનના સામેજ શ્વેતાંબર બંધુઓ તરફથી પતરાંની કામ ચલાઉ ધર્મશાળા બાંધવામાં આવી છે તેમાં ઉતારા માટે બીજું કાંઇ સોઇ નથી પરંતું ઠીક છે ગોદડાં આપવામાં આવે છે તેના ગોદડાં દીઠ એક પૈસો ખાસ ઉત્તરાણી કરી પેટીમાં નંખાવવામાં આવે છે જે પેટી સીલ કરેલી ધર્મશાળામાંજ રહે છે ત્યાં યાત્રાળુઓ માટે પાણીની ગોઠવણ છે કે સવારમાં જાજરૂ વીગેરે માટે ઉપયોગી થઇ પડે આટલું છે છતાં

## તારંગા હીલ સ્ટેશને ખોટ

ધણીજ છે એક વીશી, ચાહનું હોટલ, સાધારણ મોદી આનાની તથા પરચુરણ ખોરાકીની દુકાનની ખાસ જરૂરીઆત જણાય છે તેમજ રેલવે થયે લગભગ બારમાસ થયા પરંતુ પાકી ધર્મશાળા બંધાઇ નથી માટે તે બદલ ધનાઢ્ય બંધુઓનુ ધ્યાન ખેંચીએ છીએ તેમજ અતરે બળદ ગાડીઓ મળે છે પરંતુ તેના માટે ખાસ મહાજન તરફથી ભાવ ઠરાવવાની જરૂર છે કારણ કે તેથી યાત્રાળુઓને માથાકુટ કરવી ન પડે તેમજ તલેટી સુધીનો રસ્તો સાફ અને સડક જેવો કરવાની જરૂર છે.-

અમે ( હુને મારો નોકર ) પોણાત્રણ આના કરીને

ગાડીમાં બેઠા આ વખત ત્રણ ગાડીઓ ભરાઇ હતી એટ લગભગ ૧૦-૧૫ યાત્રાળુઓ હશે સવારના સાડા છના અ-રસામાં તારંગાહીલનુ સ્ટેશન છોડયુ આગલ જતાં રસ્તામાં ઉન્હાળા માટે પાણીની પરબ સ્ટેશનથી લગભગ એક માઇલના છે. તે ઉન્હાળામાંજ ખુલ્લી રહેછે સ્ટેસનથી બે માઇલના છેટે.

## તલેટી

આવે છે અહીંઆં શ્વેતાંબર તથા દીગંબર બંધુંઓ તરફથી ભાતાના માટે બંદોબસ્ત કરવામાં આવેલો છે તથા પતરાની ઓરડીઓ બાંધેલી છે ત્યાં માણસો રહે છે અને આગળ ગાડીઓ જઇ શકતી નથી એટલે અહીંજ ઉતરી પડવું પડે છે મજુર ડોલી વીગેરે જે સાધનો જોઇએ તે અતરે મલે છે પરંતુ તે લોકોના ભાવ ઠરાવવા પડે છે જેથી જ્યારે યાત્રાળુઓ વિશેષ હોયં ત્યારે મુસીબત પડે માટે તે લોકો સાથે જો નકી કર્યું હોય સો ઠીક થઇ પડે

## ચઢાવ!

તલેટી છોડા આગળ ચઢવાની તૈયારી કરતાં ચઢ વ સીધોને પથરાનો છે રસ્તામાં એક જગ્યાએ રેતી આવે છે અને બે રસ્તા આવે છે તે જગ્યાએ જાણુ માટે બોર્ડ મુકેલાં છે તેમાં એક "તારણમાતા" એ જવાનો છે

અને બીજો " તારંગા " જવાનો છે આવી રીતે બોઈ હોવાથી ઘણુજ સારૂ છે આ ચઢાવ લગભગ દોઢ માઈલના આશરાનો હશે તે કાચાપોચાને ચઢવો મુસ્કેલ છે પરંતુ કોઈકજ ડોલી લે છે આગળ જતાં એક માઈલના છેટે દર વાજો આવે છે અહીંઆંથી તારંગા શરૂ થઈ ઠામ ઠામ દેરીઓ નજરે પડે છે આ જગ્યાએ ખંડેરો બહુજ માલુમ પડે છે અને તપાસ કરતાં એમ માલુમ પડે છે કે અસલ " તારાનગર " કરીને આ શહેર હતું આ ઉપરથી તથા દરવાજાની બાંધણી ઉપરથી અમોને એમ લાગે છે અસલ ના વારામાં રાજાઓ ડુંગર ઉપર કીલ્લો બાંધતાં તે હશે અને શહેર નાસ પામેલુ પરંતુ આ દેવળો કાયમ રહેલાં એવુ અમારૂ ધારવુ છે ને પાછલથી દુરસ્ત થયેલ લાગે છે આગળ જતાં એક કુંડ આવે છે ને ઉંચી હનુમાનની જગ્યા છે આ કુંડમાંથી નળવડે પાણી લેવાની ગોઠવણ કરેલી પરંતુ પાણી પહોંચી નહી વળવાથી હાલ તે માંડીવાળી છે આગલ જતાં શ્વેતાંબરનો એક નાનો બાગ આવે છે આપણે પ્રથમ

## શ્વેતાંબર.

નું અવલોકન કરીશું કારણ સ્વપ્નમાં દેખાએલો આકાર હૃદયમાંથી ગયો નથી દેવળ જેમ દેખાતુ ગયુ તેમ મારી ઈચ્છા એ સતેજ થતી ગઈ હું દરવાજામાં પેઠો તો



આજુબાજુ પેગવાલા હતા અંતરે મારા નોકરને છોડી બા જુમાં આવેલી ધર્મશાળાનું આવલોકન કરતો અને તે સાથે જુની કારીગરીને ધન્યવાદ આપતો અગળ ગયો. ત્યાં બીજા દરવાજા આગગ સુતાર લોકો કામ કરતા હતા અંદર ગયો તો નગારખાનું, કારખાનાની પેઢી, નહાવાના પાણીની સગવડ, રૂપાનો રથ મુકવાની જગ્યા કે રથ આપણે જોઈ ચકીએ તેની સંતોષકારક વ્યવસ્થા જોઇ આનંદ થયો પરંતુ સ્વપ્નમાં જોયેલ આકાર જોવાની જીજ્ઞાસાએ દેરાસરમાં પગ મુકયો દેરાસરને ત્રણ મોટાં બારણાં છે પગ મુકતાંજ સાક્ષાત " અજીતનાથ " નાં દર્શન થયાં સ્વપ્નામાં જોયેલ સાથે. સરખામણી કરતાં તેજ જોઇ મનને ખાતરી કરી એક ચીત કર્યું ત્યારબાદ અંદરની બાંધણી નીહાળી જુની કારીગરી જોઈ ઘણોજ આનંદ થયો અંદરની રચના ઘણી જ વખાણવા લાયક છે. પ્રણામ કરી દેરાની રચના જોતો સીલા લેખ જોવા મન આકરશાંયુ પરંતુ તે ઘસાઇ ગયેલો ન સમજાય તેવો છે બાદ તપાસ કરતાં માલુમ પડયું કે સંવત ૧૧૧૯ કે ૧૧૧૪ માં કુમારપાળ રાજાએ બંધાવ્યું છે પરંતું અમારૂ ધારવુ એવું છે કે આ દેવાલયતો તે પહેલાંનાંજ હોવાં જોઇએ અને તેની દુરસ્તી કુમારપાળે કરાવી હશે આવી ભવ્ય અને સુંદર કારીગીરી હાલમાં બનવી મુશ્કેલ છે જેથી હવે આપણા લોકો આવાં જુનાં

અને અજબ પમાડે તેવાં કામોને "કેવનાઈ" તરીકે માને તેમાં નવાઈ જેવું કંઇજ નથી આ દેરાસરને મોટા બે દરવાજા છે સ્વેતાંબરીનો સઘળો વહીવટ વનનગરવાલા શેઠ ફતેચંદ સાંકળચંદની દેખરેખ નીચે છે તેઓ પોતે બાહોશ હોઈ ઘણોજ કાળજી પુર્વક ચલાવે છે પરંતુ તેઓશ્રીને વિનંતી કરૂ છુ કે મારી અગાઉ કરેલી સુચનાઓ તરફ લક્ષ ખેંચાય.

## દીગંબર.

નું અવલોકન કરવા સ્વેતાંબરની જોડેજ અને સાથેજ થયા જેવું આ દેરાસરની અંદર જતાં ધર્મશાળાની બાંધણી તથા બંદોબસ્ત ઘણોજ ઉત્તમ છે અંદર દેરામાંની રચના પણ જોવા લાયક અને સુંદર છે આ બે વિભાગોમાં થોડાકજ તફાવતના ઝઘડા છે દેરામાં સાક્ષાત સંભવનાથજી ના દર્શન કરી બહાર નીકળતાં કારખાનાની પેઢીની ઘણીજ ઉત્તમ વ્યવસ્થા ઉપરાંત તેના કારભારી તરીકે મુંબાઈવાલા પ્રખ્યાત શેઠ માણેકચંદ હીરાચંદ જે પી. તરફથી કામ કરતા મી. નાનચંદભાઈ ઘણાજ માયાળુ અને લોકપ્રીય ઉપરાંત ખંતીલા જણાય છે અને તેઓશ્રીને પુછવામાં આવેલા અમારા કેટલાક સવાલોનો સંતોષકારક રીતે ખુલાશો આપ્યો હતો આ વ્યવસ્થા જોઈ કેટલીક માહીતી મેળવી ત્યારબાદ અમો

## મોક્ષબારી.

જોવા માટે ગયા તેપણ ચઢાવ બહુજ કઠણ છે ત્યાં આગળ ઉપર એક ત્રણ બારણાની નાની દેરી છે આ ચઢાવ લગભગ એક માઈલનો હશે તે દેરીમાંથી માણસ સહેલાઈથી નીકળી શકે તેમ છે તેને ધર્મ પાપની બારી કહેછે. આત્ર નીકળનારને ભારે ડર લાગે છે કારણ બહુજ ઉંચે અને આજુબાજુ સાધન રહીત હોવાથી ડર બહુજ લાગે ત્યાં પગલાં પણ છે તથા એક સીલા ઉપર દીગંબરની પ્રતિમા પણ નજરે પડે છે ત્યારબાદ કોટશીલા અને ચીત સીલા નામની બે ટેકરીઓ છે તેપણ ઉંચી અને ચઢાવ કઠણ છે તેના ઉપર પણ દીગંબર અને સ્વેતાંબરની નાની દેરીએ પ્રતિમાઓ સાથે છે પરંતુ ચઢાવ ઘણોજ કડણ અને વિકાસ છે દરેક ટુક ( ટેકરી ) દીઠ ત્રણ પૈસા દરેક માણસ દીઠ ચોકીઆત લે છે મોક્ષબારીની ટુક ઉપર જવાના રસ્તા ઉપર સ્વેતાંબરનો બીજો મોટો બાગ છે,

## તારંગામાં મોંઘવારી.

બહુજ છે કારણું ચીજો બહુજ મોંઘી મલે છે માટે અમારી બન્ને ત્રિભાગવાળાઓને વિનંતી છે કે ભાવ ઠરાવવાની ખાસ આવશ્યકતા છે કે બીજા ઠેકાણાઓની માફક મન ફાવેતે ભાવ લેછે. દાખેલા તરીકે ગોળ શેરના રૂ ૦—૨—૩ ( ગોળનાં વખાણ કરૂ તો કલમ લાગી જાય ) શ્રીફલના

રૂ. ૦-૧-૯ આ પ્રમાણે દરેક ચીજનું હશે એવું મારૂં માનવું છે માટે આ બાબત હું બન્ને વિભાગને નમ્રતા પુર્વક જણાવું. છું કે બંદોબસ્ત અવસ્ય કરશેજ તેમજ અમો એ આ બુકમાં કરેલી સુચનાઓ બન્ને વિભાગને છે માટે આશા છે કે કાંતો ભેગા મળીને કે પછી પોત પોતાના તરફથી પણ આવો બંદોબસ્ત થવાની જરૂર છે.

## બન્ને વિભાગો.

ના સંબંધમાં કંઈ લખવા વિચાર થાય છે કે તારંગામાં દરેક જગ્યાએ સ્વેતાંબર અને દીગંબરની પ્રતીમાઓ જણાય છે અને બન્ને દેવળ કુમારપાળે બંધાવ્યાનું કહેવાય છે તો અમે ધારીએ છીએ કે કાંતો આ બંને વિભાગમાં પ્રથમ ભિન્નતા નહી હોય અગર એક રાજ્યમાં બે ધર્મ પાળતા હશે અને તેથીજ કુમારપાળ બન્નેને સરખું માન આપતા હશે આ બન્ને વિભાગમાં કુસંપ બહુજ નજરે પડે છે આટલું લખી અમે મુળ બાબત ઉપર આવીએ છીએ અમો તારંગાક્ષેત્ર છોડીને કુંડ ઉપર સાથેનું ભાતું બાદ એક શ્રીફળ વધેરી પાણી પીને આગળ ચાલ્યા રસ્તામાં થોડેક દુર જતાં એક ચોકીઆતે અટકાવ્યા અને ચોકીના માણસદીઠ ત્રણ આના માગ્યા મારી જોડે નોકર મુસલમાન હોવાથી તેના નહી માગ્યા મેં વાવતી માગી તો ફેર સરમાં પાછા જવ. કીધુ આ ઉપરથી મારા નોકરને

પૈસા આપી તેના સાથે જવાનું કહેતાં થોડેક દુર જઈ પાછો આવ્યો અને કીધુ કે વડનગરના છો માટે નહી લઈએ આવી રીતે કહી ચોકીવાલે મારી પાસે કંઇક માગ્યુ તો રૂ. ૦-૧-૦ એક આનો આપ્યો હું વડનગરનો છું તેવું ચોકીઆત પ્રથમથીજ જાણતો હતો કારણ દેરાસરમાંજ મારી સાથે વાત. થઇ હતી આ બાબતમાં ખાસ તપાસ કરવાની જરૂર છે અને જો તે પ્રમાણે ઠરાવ હોય તો કુંડ આગળ કે નજીકમાં બંદોબસ્ત થવાની જરૂર છે કે યાત્રાળુને ત્રાસ થાય નહી આ ચોકીઆત શ્વેતાંબરીનો હતો આ થયાબાદ અમે અમારી મુસાફરી ચાલુ કરી ઉતરતાં જલદી ઉતરાય છે પરંતુ પગ ખસે નહી તે કાળજી રાખવાની છે કારણ સડક કે જોઇએ તેવો રસ્તો સુધાર્યો નથી આ વખતે અમોને આરાસુરીમાં ( અંબાજી ) ના " ગબ્બર " ની યાદ આવે છે અને તેનો રસ્તો જેવો સરલ બનાવ્યો છે તેવીજ રીતે અતરે થવાની જરૂર છે અમો તલેટીમાં આવ્યાં ત્યાંના માણસોએ આગતા સ્વાગતા કરી ભાતાના માટે કહયું પરંતુ અમારે લેવું નહોતું. તેથી તૈયાર રહેલી ગાડીમાં રૂ. ૦-૨-૬ પોણા ત્રણ આના ઠરાવી બેઠી ને તારંગા સ્ટેશને આવ્યા રસ્તા સુધરાવવા અમો લાગતા વળગતા દરેકનું ધ્યાન ખેંચીયે છીએ આશા છે કે આમારી નાનકડી બુક મારા દરેક જૈન બંધુઓને ઉપયોગી થઇ પડશે અને મારી સુચનાઓ લક્ષમાં લેવાશેજ એવી મારી પાર્થના છે અને દરેક બંધુઓને વિનંતી કરૂં છું કે કંઇપણ સુધારો વધારો ભુલચુક જણાય તો જણાવવા વિનંતી છે કે બીજી આવૃતીમાં સુધારીશ અસ્તુ ( સમ્પુર્ણ )

## સંભવનાથ જીનસ્તવન.

અરે લાલજીવ ઇસ તરફ જલદ આ—એ રાગમાં

ગયથી ગયથી મેં મંદીર આજ વાં બેઠયેં શ્રી જીનરાજ
કહા કહુ આંગીકી અજબ બહાર, મન પ્રસન્ન થયા પ્ર
ભુ કુ નીહાર.
મસ્તકમાં સોહે મુકુટ અતીસાર કાનોમેં કુંડલકા હે ઝલકાર
ગલે બીચ માલા સોહે મોતનકી બાજુ કડાં કંઠી સોહેનાંકી
સોનેકે સીંઘાસનપર બૈઠે, હે રાજ કુલકા સુગંધ ભયા
અતીઆજ.
એસે સાહેબ સંભવજીનરાજ, કરૂં મેં પ્રણામ પુરો મનકાજ
કલ્યાણ નીધાનકી પુરો આશા, ચંદ ગોપાલ તુમારો હેદાસ

## સંભવનાથ જીનસ્તવન

નમુ પ્રભુ સુમતીને—એ રાગ

નમુ નીત્ય પ્રભુ સંભવને રવી સમાન તપે તેજ તારૂં
સ્તવન ચીતે ધારૂં દયા દીલે આણી હાંગો કુ ગતીને નમું૦
હું છુ અતીમતીમંદ ટાળો પાપ પ્રચંડ હે આનંદ કંદ
શ્રી જીતારી નંદ કાપો કર્મના ફંદ નમે છે હાથ હરી
જોડી તુમને ચંદા૦ નમું૦

## અજીતનાથ જીનસ્તવન

લટધારી જોબન કાસનીયા....એ રાગ

જાવુ સખી જીન મંદીર હું મેં અજીતજી નંદ કુ ધાવું રે
જાવુ, એ ટેક
જીનજીસેં પ્રીતવધી તનમનસે ચરણુમેં શીશ નમાવુ રે જાવુ૦
આઠ દ્રવ્યસે પુજા કરકે મનવાંછિત ફ્લ પાવુ રે જાવુ૦

ભવસમુદ્રસે પાર ઉતારો ચંદની અરજ લગાઉંરે જાઉં૦
કર જોડી કરે ચંદ કેસર ચરણ કમલ ચીત લાઉંરે જાઉં૦

### અજીતનાથ જીનસ્તવન.

રાજાજીતો સો ગયા કછુ દીયા નહી પ્રનામ—એ રાગ

સજી શોલે શણગાર સખી મેં જાઉં વંદન આજ
બીન રાગ પ્રભુ પરીમાકું દેખી સુધરે વંછિત કાજ
મસ્તક મુકુટ શોભતા ઓર કાને કુંડલ સાર,
ભુજ બાજુબંધ ઓપતા તે, અંગે ધરે શણગાર,
માણેક હીરા જડયા ઝગમગે; તિલક પાનેકી સાર.
કડાં કંઠી ઓર શ્રીફલ, ગલે મોતનકા હાર.
કેસર ચંદન ફુલકી તો, અંગી રચી બહુ ભાંત.
મુનીજન આકે સ્તવના કરતા, મુખસેથી સહુ ગાત.
અજીતજીને સર શોભા એહ. જૈસે પુનમ ચંદ.
પ્રભુ દરશન કરતાં થકાં, ઉપજે મન આનંદ.
ચંદ કેસરી પ્રભુ ગુણ ગાવે; ગુણ પર હે દાશ.
જૈન પ્રકાશક મંડલીકી પુરો મનકી આશ,

પચપ્રતી ક્રમણ સુત્રાણી
સ્વધર્મ આચવી

# પૈસા કમાવવાનું સાધન.

ફક્ત આપણાજ દેશના તેલથી કોઇ પણ જાતની ખ
ર્ચી, તથા અગની શીવાય વિલાયતી જેવો ઉત્તમ સાબુ
'બનાવતા શીખવા માટે ફક્ત દોઢજ આનાની ટીકીટ મોક

લો " હુન્નર " નું પુસ્તક મંગાવો કીમત ઘટાડી. થોડીજ નકલો શીલક છે તાકીદ લખો.

બી, સી ઠક્કર. વડનગર ( ગુજરાત

# અમુલ્ય ભેટ.

## પૈસા બચાવવાનો સહેલો રસ્તો.

" કોપીંગ પ્રેસ બનાવવાનો હુન્નર,

કોપીગ્રાફ કોપીગ્રાફ, રબ્બરી છાપખાનુ, મ્યાટો ઈટર સેકટોગ્રાફ ગ્રાજબપ્રેસ વીગેરે ભારે નામથી પ્રખ્યાત થયેલ છાપખાનાં એટલે એક નકલપરથી અનેક નકલ કર વાનો સહેલો અને સસ્તો ઉપાય, વારંવાર પ્રેસમાં જવાની માથાકુટથી મુક્ત થવા માટે તે હુન્નર ફક્ત બે આંનાની ટીકીટો મોકલી મંગાવનારનેજ મોકલીશું થોડીકજ મુદત સુધી આ કીમતે મલશે માટે તાકીદ કરો.

## ત્રણ રૂપીઆમાં ખીસાનું સુંદર

# ઘડીયાળ.

ઘણા વખતથી ૭ સાત રૂપીઆમાં મલતું તે આ જાહેર ખબર કાપીને મોકલનારને ( આ બુક ખરીદનારને ) ફક્ત ત્રણજ રૂપીઆમાં પોસ્ટેજ પેકીંગ જુદું તાકીદે લખો.

**બી. શી. ઠકર વડનગર [ ગુજરાત ]**